# સાકાર.

છપાવી પ્રગટ કરનાર:-

**અલીમાહમદ જાનમાહમદ ચુનારા,**
ઓનરરી સેક્રેટરી, ધી પબ્લીસીટી એન્ડ લીટરેચર
ડીપાર્ટમેન્ટ.
કાંડી મોહલ્લા જેલ રોડ, પો. નં. ૯, મુંબઈ.

**ધી રીક્રીએશન કલબ ઇન્સ્ટીટ્યુટ.**
કાંડી મોહલ્લા, જેલ રોડ, પો. નં. ૯ મુંબઈ.

Reg No. 819

સને ૧૯૨૫   પ્રત ૨૦૦૦   સંવત ૧૯૮૧.

કિમ્મત બે આના.

છાપનાર જાદવજી પીતાંબર ઠક્કર
ધી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ ઈ. એન સેલર, પ્રેસ,
૭૭-૭૯ ચોપાટી રોડ, મુંબઈ નં. ૭.

# પ્રસ્તાવના

ચાલુ સમયમાં જ્યાં આપણે નજરે ફેર-
વીએ છીએ ત્યાં સંસારીયો સત્યને શોધતા
માલુમ પડે છે ત્યારે અસત્ય કયાં ઓચરાય
છે તેને ઉઘાડું પાડવા માટે મનન થતો
દ્રષ્ટીથી દેખાય છે. તેનાજ દાખલા રૂપે આ
નાનકડો પણ મહીમાવાન પેમ્ફ્લેટ આજે
રજુ કરતાં અમોને આનંદ થાય છે.

હિન્દુઓમાં અવતારો માટે મતભેદ છે
રે કેટલાક મુસ્લીમોમાં ફકત અવતાર એ
મનીજ છીટ નજરે પડે છે તેથી સમજ
ાયન થઈ જતાં કાંઈપણ જાણુવાને બદ-
મતભેદ થાય છે. પરીણામે સાંકળમાં જ્યાં

કડી જોડવાનો વીકાશ છે ત્યાં તેના વિરૂદ્ધ તોડી પાડવાની અતીશયોક્તિ થતી નજરે પડે છે.

"અવતાર એ શબ્દનો અર્થ, નીચે ઉતરવુ" એમ થાય છે. એ હીસાબે મુસ્લીમોના ઇમાનની રૂએ નુર એ નીચે ઉતરેલ છે. જે વડે હીદાયત થઇ તેઓ હીદાયત કરનાર મજકુર નુર હતા. જેઓ નબીઓ અને ઇમામોને નામે રોશન થયા એમ પવિત્ર કુલામથી સીદ્ધ થાય છે તેમ હિન્દુઓમાં મનાતા મહીમાવાન વેદો જે ઇશ્વરી વાચા તરીકે વંચાય છે તેજ વેદના કેટલાક શ્લોકો મજકુર પેમ્ફલેટમાં દાખલ કરીને અવતારને ખંડન કરનારાઓની આંખ ઉઘાડવા અમોએ આ શ્રમ ઉપાડેલ છે.

ધર્મ-ઇલ્મ યાને શાસ્ત્રમાં જેમ લખે-લું હોય તેને સ્વીકારીને તેજ પ્રમાણે વિચરવું તેને ધર્મ કહેવાય છે, ત્યારે ઇલ્મ એટલે શાસ્ત્રથી વિરૂદ્ધ આચરણ રાખવું તે અધર્મ કહેવાય, એવી રીતે શાસ્ત્રની રૂએ અવતાર વિરૂદ્ધ ફાંકો રાખનાર મનુષ્ય ધર્મી ગણાય નહી.

જે દેહધારી, વિદેહીની વીગતો પુરી પાડી શકે, યાને આકારી, જે નિરાકારી નમુના રૂપે આ સંસાર સમુદ્રમાં ગોથાં ખાતા જીવોને જોડી નાખવા માટે પ્રયાસ કરવામાં શ્રેષ્ઠ તેવી વ્યક્તિ સઘળા આત્માઓથી પરમ આત્મા એટલે કુલ તરીકે ઓળખાતી આ સંસાર વિષે વીચરે તેનું નામ અવતાર; તે હંમેશાં આ જગત વિષે એક હોય, કદી પણ તેની જોડી

કે, બે, એકી સમયે સંભવે નહિં; એટલે સઘળા જીવોથી શ્રેષ્ટ હોઇ જે **નીરાકાર** દેખવામાં ન આવે તથા જે **વિદેહી** દેહધારી-ઓને ભેટી ન શકે તેવા સંસારીઓ માટે નીરૂપયોગી **થયેલી શક્તિને** સમજાવવા સાધક રૂપ **થઇ પોતા** વડે સમજાવે એજ એનો **આદર્શ**.

**સદા** સર્વકાળ જેની દુન્યા મોહતાજ રહી છે અને દુન્યા મોહતાજ રહેશે.

સદા સર્વના હિતમાં રહી વીચરે છે. રહેવું એ અવતારને વિષે ઇશ્વરત્વ છે. તે હિસાબે, એ મહાન શક્તિને આજના મોમીનો **મૌલા** તરીકે ઓળખે છે. ત્યારે ભુતકાળવાસી હિન્દુઓ શ્રી વિષ્ણુના સ્વરૂપે આવેલા **અવતાર**ની પુજા કરે છે, તેજ પ્રમાણે વર્તમાન

કાળમાં વિમુખ નહિં રહેતા ભૂતકાળની ભાવનાઓ, આજે જયા સીદ્ધ થાય, તેને શરણે જવાથી સાર સમજાતા, અવતારની ઉપયોગીતા જણાય, ત્યારેજ તેની મન, વચનથી વ્યાખ્યા કરવા અથવા સમજવાનું બની શકે.

આ સંસાર હંમેશા અપુર્ણતાભરેલા પુરૂષોથીજ વસી રહેલું છે, તેથી સંપૂર્ણ પુરૂષની મોહતાજીથી મોકળું રહેવાય નહીં, એ હિસાબે, અવતારની કેટલી આવશ્યકતા છે, તે સહેજે સમજાતાં તેની શોધમાં રહેવું, એવી દરેકે દરેક મનુષ્યની મનોવૃતી હોવી જોઇએ.

ઉતરેલા નુરથી, જલ્વાગર થયેલો જામો યાને ઉતરેલી જયોતિથી, પ્રકાશમાન થયેલી વ્યક્તિ એ આદી હતી, આજે છે, અને

અંતમાં પણ રહેશે. એવી વિગતો સત્તા સમાન શાસ્ત્ર (પ્રલમ) માં વર્ણવેલી અનુભવાય છે. તેના ઉપર વિશ્વાસ મૂકી વહન કરવું એ આધાર ભૂત ગણાય, ત્યારે તેની વિરૂદ્ધ ખંડન કરીને ખોટી રીતે મથવુ, તેવો તેમાં અવકાશ નહિં હોવાને સબબે નમવું એજ નિરાકરણ.

આદ્દ પુરૂષ એને જોવા માટે સરજાએલો હોવાથી એણે જોવુંજ જોઇએ, ત્યારે પોતાના આત્માને માની બેસી તેની પાછળ મરી ફીટવું. એ આ પરમ આત્મા (પરમાત્મા) ના વચનો વિરૂદ્ધ વીચરવું ગણાય કારણ આત્મા એ અવલંબી રહેલ છે. તેના માટે પરમાત્મા એ આધાર ભુત છે. આટલું સમજ્યા પછી, આ સંસારનાં આવી નડેલા આવરણો રહેજે દૂર થતાં અવતાર વિષેની આવશ્યક્તા સંપૂર્ણ સમજાશે. તથાસ્તુ.

# ॥ ऋग्वेद संहिता ॥

## પૃથ્વીપર વિષ્ણુનું રક્ષણ.

अतो देवा अवन्तु नो यतो विष्णुर्विचक्रमे ।
पृथिव्याः सप्त धामभिः ॥ १६ ॥

અર્થ:—પૃથ્વીના સાત પ્રદેશથી જે જે સ્થાનનુ વિષ્ણુએ આક્રમણ કર્યું, તે તે જગ્યાએ દેવ અમારૂં સરક્ષણ કરે. (૧૬)

## વિષ્ણુની સર્વવ્યાપકતા

इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् ।
समूहळमस्य पांसुरे ॥१७॥

અર્થ:—વિષ્ણુએ આ સર્વ વ્યાપ્ત કરી દીધું. તેણે ત્રણ સ્થાન વિશે તેનાં પગલાં મુક્યાં.

તેની પદરજમાં સર્વ નિમગ્ન થઇ ગયું હતું. (૧૭)

## વિષ્ણુવડે ધર્મની સ્થાપના.

**त्रीणि पदा वि चक्रमे विष्णुर्गोपा अदाभ्यः ।**
**अतो धर्माणि धारयन् ॥१८॥**

અર્થ:—જેનો કોઇ પરાભવ કરી શકનાર નથી તથા જે જગતના સંરક્ષકરૂપે છે એવા વિષ્ણુએ તે તે સ્થાને ધર્મનિયમની સ્થાપના કરીને ત્રણ પગલાં આક્રમણ કર્યું. (૧૮)

## વિષ્ણુ ઇન્દ્રના મિત્રરૂપે

**विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे।**
**इन्द्रस्य युज्यः सखा ॥१९॥**

અર્થ:—જે અલૌકિક પરાક્રમી કૃત્યોના યોગ

વડે વિષ્ણુએ જગતમાંનાં અખિલ કર્મો અવ-લોકયાં, તે કૃત્યો તરફ નજર ફેંકો. વિષ્ણુ ઇન્દ્રના સહાય કરનાર તથા મિત્રરૂપે છે. (૧૯)

## વિવેકીનો સાક્ષાત્કાર કેવી રીતે?

तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः ।
दिवीव चक्षुराततम् ॥२०॥

અર્થ:—તે વિષ્ણુના પરમ પદના જ્ઞાતા લોક હંમેશાં નિરીક્ષણ કરતા હોય છે અને તે વખતે તેમનાં નેત્ર આકાશ તરફ ટગર ટગર જોતાં વળેલાં હોય, તેની માફક વિસ્તૃત થાય છે. (૨૦)

## વિષ્ણુના પરમપદની પ્રાપ્તિ.

तद्विप्रासो विपन्यवो जागृवांसः समिन्धते ।
विष्णोर्यत्परमं पदम् ॥२१॥

અર્થ:—વિષ્ણુનું જે પરમ પદ છે, તેની સદા જાગૃત તથા પરમ ભકિતથી સ્તવન કરનારા બુદ્ધિ-શાળી પુરુષો સર્વત્ર પ્રસિદ્ધિ કરે છે. (૨૧)

(ઋગ્વેદ મંડળ ૧, અનુવાક ૫, સૂક્ત ૨૨, મંત્ર ૧૬ થી ૨૧.)

## વિષ્ણુવડે વરાહનો નાશ.

अस्येदु मातुः सवनेषु सद्यो महः पितुं
पपिवाञ्चार्वन्ना ।
मुषायद्विष्णुः पचतं सहीयान्विध्यद्वराहं
तिरो अद्रिमस्ता ॥७॥

અર્થ:—ખરેખર એની માતાએ કરેલા યાગમાં જ એણે એકદમ ઉત્કૃષ્ટ પેય પ્રાશન કર્યું તથા હવિનો ઉત્કૃષ્ટ (આસ્વાદ લીધો.) બળવાન

વિષ્ણુએ પણ (આને માટે જેની પાક સિદ્ધિ ઉત્કૃષ્ટ થઈ હતી એવો હવિ હરણ કરી આણ્યો. (તેનું ભક્ષણ કરીને) અસ્ત્રવિદ્યામાં પ્રવિણ આ દેવે તે કુક્કરના અંગ પર તેનું વજ્ર તિરછું ફેંકીને તેનો દેહ છિન્ન વિછિન્ન કરી નાખ્યો. (૭)

(ઋગ્વેદ મંડળ ૧, અનુવાક ૧૧, સુક્ત ૬૧, મંત્ર ૭.)

## દેવોને વિષ્ણુની સહાયતા.

विष्णुर्युद्धावद्भूषणं मदच्युतं वयो न
सीदन्नाधि वर्हिषि प्रिये ॥७॥

અર્થઃ—શત્રુના ગર્વનો નાશ કરનાર પરાક્રમી દેવોને જ્યારે વિષ્ણુએ સહાય્ય કરી ત્યારે મરૂત્ દેવો પોતાના મન પસંદ કુશાસન પર જઈને બેઠા. (૭)

(મંડળ ૧, અનુ. ૧૪, સૂ. ૮૫.)

## વિષ્ણુવડે સુખપ્રાપ્તિ.

शं न इन्द्रो बृहस्पतिः शं नो विष्णुरुरुक्रमः
॥९॥

અર્થ—ઇંદ્ર અને બૃહસ્પતિ પણ અમને સુખદાયક થાઓ અને અનેક પ્રદેશોમાં ગમન કરનાર વિષ્ણુ પણ અમને સુખદાયક થાઓ. (૯)

(મં. ૧, અ. ૧૪, સૂ. ૯૦.)

## વિષ્ણુની વ્યાપકતા.

विष्णोर्नु कं वीर्याणि प्र वोचं यः पार्थिवानि
विममे रजांसि ।
यो अस्कंभायदुत्तरं सधस्थं विचक्रमाणस्त्रे-
धोरुगाय ॥१॥

**અર્થ:**—હવે હું વિષ્ણુના પરાક્રમનું ગમે તેટલું વર્ણન કરૂં તો પણ તે થોડું જ છે. સર્વ ભુવનો તેણે વ્યાપી નાખ્યાં છે એટલું જ નહિં પણ અત્યુચ્ચ દેવ લોક પણ એક મેક આટોપી રાખ્યો છે. જુદાં જુદાં ત્રણ જ પગલાં નાખી તેણે સર્વવ્યાપી નાખ્યું છે. (૧)

## ત્રણ પાદમાં ત્રણ ભુવનો.

प्र तद्विष्णुः स्तवते वीर्येण मृगो न भीमः
कुचरो गिरिष्ठाः ।
यस्योरुषु त्रिषु विक्रमणेष्वधिक्षियन्ति
भुवनानि विश्वा ॥२॥

**અર્થ:**—વિષ્ણુની તેના પરાક્રમને લીધે જ ઘણી સ્તુતિ થાય છે. ગિરિકંદમાં રહી ઘોર પ્રદેશમાં સંચાર કરનાર ભયંકર સિંહ પ્રમાણે

આ મહા પરાક્રમી છે. સર્વવ્યાપક એવા એનાં ત્રણ પગલાં જ વિશ્વ માંહેલાં પંચાવત્ ભુવનો સહેજ માયાં છે. (૨)

## વિષ્ણુની સ્તુતિ.

प्र विष्णवे शूषमेतु मन्म गिरिक्षित
उरुगायाय वृष्णे ।
य इदं दीर्घं प्रयतं सधस्थमेको विममे
त्रिभिरित्पदेभिः ॥३॥

અર્થ:—આ કાર્યક્ષમ અને મનોહર સ્તવન વિષ્ણુના કાને જાઓ. પ્રેમાળ સ્તુતિનો ભોક્તા અને જેનો યશ સર્વવ્યાપક એવો એ વીર છે. આ આટલું પ્રચંડ વિશ્વ પણ તે ફક્ત એના ત્રણ પગલામાં જ ખલાસ થઈ ગયું. (૩)



## વિષ્ણુવડે સર્વને તૃપ્તિ.

यस्य त्री पूर्णा मधुना पदान्यक्षीयमाणा
स्वधया मदन्ति ।
य उ त्रिधातु पृथिवीमुत द्यामेको दाधार
भुवनानि विश्वा ॥४॥

અર્થ:—એનાં નિવાસસ્થાન પણ ત્રણ અને તે પણ મધુર રસથી પૂર્ણ ભરેલી અક્ષય્ય અને પોતાનાજ સ્વાભાવિક સહજાનંદમાં નિમગ્ન એવાં છે અને તે પોતે એવો છે કે, ત્રિગુણાત્મક વિશ્વ એટલે પૃથ્વી, આકાશ અને બીજા ભુવનો એ સર્વ એકલાએ આટોપી રાખ્યાં છે. (૪)

## વિષ્ણુ સર્વના બંધુરૂપે

तदस्य प्रियमभि पाथो अश्यां नरो यत्र
देवयवो मदन्ति ।
उरुक्रमस्य स हि बन्धुरित्था विष्णोः
पदे परमे मध्व उत्सः ॥५॥

અર્થ:—જ્યાં ઇશ્વરના ભકતજનો આનંદથી તલ્લીન હોય છે એવો તે વિષ્ણુનો પ્રિયલોક મને પણ પ્રાપ્ત થશે. ખરેખર તેજ તે સર્વવ્યાપક વિષ્ણુના પ્રિય છે; અમૃતનો અક્ષય્ય વહેળો વિષ્ણુના પરમ લોકમાં છે. (૫)

## વિષ્ણુપાદનો પ્રકાશ.

ता वां वास्तून्युश्मसि गमध्यै यत्र गावो
भूरिशृङ्गा अयासः ।
अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमव-
भाति भूरि ॥६॥

**અર્થ:**—એવો ઉત્તમ લોક તમોને પ્રાપ્ત થાય, એવી જ અમારા અંતઃકરણની મનીષા છે. અતિશય ચપલ અને અનેક શૃંગયુકત એવી દિવ્ય ગાયો ત્યાં હોય છે. જુઓ, આ તે સર્વવ્યાપક વીરના અત્યંત શ્રેષ્ઠ સ્થાનો ઉપરથી આપણા ઉપર ભરપૂર પ્રકાશ પાડે છે. (૬)

(મં૦ ૧, અનુ૦ ૨૧, સૂ૦ ૧૫૪, મંત્ર ૧ થી ૬.)

## ઇંદ્ર તથા વિષ્ણુની પર્વતપર સ્થિતિ.

**प्र वः पान्तमन्धसो धियायते महे शूराय**
**विष्णवे चार्चत ।**
**या सानुनि पर्वतानामदाभ्या महस्तस्थ-**
**तुरर्वतेव साधुना ॥१॥**

**અર્થ:**—તમે તમારા સોમ રસના માધુર્યનું

વર્ણન પરમ શ્રેષ્ઠ અને શૂર વિષ્ણુ આગળ કરો; ખરી ભક્તિએ કરેલી પ્રાર્થનાઓ તે ખચીત સાંભળે છે. જુઓ, પર્વતના મથાળા ઉપર તે બેઉ અજીત યોધાઓ એકાદ ઉમદા ઘોડા ઉપર આરૂઢ થઈ ઉંચે ઉભા રહ્યા છે. (૧)

## વિષ્ણુવડે ભક્તનું પાલન.

त्वेषमित्था समरणं शिमीवतोरिन्द्रा विष्णू
सूतपा वामुरुष्यति ।
या मर्त्याय प्रतिधीयमानमित्कृशानोरस्तुर-
सनामुरुष्यथः ॥२॥

**અર્થઃ**—હે ઇન્દ્ર તથા વિષ્ણુઓ! તમે પ્રબળ છો, માટે સોમ રસનો પ્રસાદ જે ગ્રહણ કરે છે, તે ત્વેષથી ચાલેલા ભયંકર યુદ્ધમાંથી પણ પાછો

ન હઠતાં પાર પડે છે. મનુષ્ય ઉપર બાણુ ચઢાવીને તે (નિરપરાધી) મનુષ્ય ઉપર ફેંકતુ છોડતો ધનુર્ધર હોય તો પણ તેના બાણુની દિશા ફેરવી તમે ભકતનું રક્ષણુ કરો છો. (૨)

## હવિથી વિષ્ણુ આદિની તૃપ્તિ.

ता ईं वर्धन्ति मह्यस्य पौंस्यं नि मातरा
नयति रेतसे भुजे ।
दधाति पुत्रोऽवरं परं पितुर्नाम तृतीयमधि
रोचने दिवः ॥३॥

**અર્થ**:—તે હવિના અર્પણુને લીધે આની આગળ જ મોટું પરાક્રમ એટલું વધે છે કે, લોકોને પૌરૂષનો ઉપભોગ દીર્ઘ કાળ ઘડે, માટે મા બાપ (આકાશ અને પૃથ્વી) એમને સુધી આવા પહોચે છે. અર્થાત્ પુત્ર પોતાના પિતાનું

સામાન્ય, ઉત્તમ અને મધ્યમ પ્રતિનું સ્થિત્યંતર, એવાં ત્રણે (સ્થિત્યંતરો) તે દેદીપ્યમાન સ્વર્ગલોકમાં રહે એમ કરે છે. (૩)

## વિષ્ણુના પરાક્રમની વાહવાહ.

तत्तदिदस्य पौंस्यं गृणीमसीनस्य त्रातुरवृकस्य
मिळ्हुषः ।
यः पार्थिवानि त्रिभिरिद्विगामभिरुरु
क्रमिष्टोरुगायाय जीवसे ॥४॥

અર્થ—આ વિશ્વાધિપતિ ભક્તરક્ષક, કૃપાળુ અને ઉદાર છે, તો પણ તેણે ત્રણ જ પગલાંથી ભૂલોકનું આક્રમણ કર્યું અને તે પણ ઉન્નતિ અને દીર્ઘાયુષ્ય એ બન્ને સધાય તે માટે કર્યું. એ પરાક્રમનીજ અમે વિશેષ વાહવાહ કરીએ છીએ. (૪)

# ૧૫

# વિષ્ણુના ત્રણ પગલાંનું ગાંભીર્ય

द्वे इदस्य क्रमणे स्वर्दृशोऽभिख्याय मर्त्यो
भुरण्यती ।

तृतीयमस्य नकिरा दधर्षति वयश्चन
पतयन्तः पतत्रिणः ॥५॥

અર્થ—આ આકાશસ્થ સર્વદ્રષ્ટા વિષ્ણુનાં બેજ પગલાં જોતાં માણસ આશ્ચર્યથી છક બની જાય છે. તેના ત્રીજા પગલા તરફ જોવાની પણ કોઈની હિમ્મત થતી નથી. સામર્થ્યની ઝટપટ અથવા પક્ષિઓના ઉડ્ડાણો માંહેલાં કોઈની પણ હિમ્મત ચાલતી નથી. (૫)

१६

## વિષ્ણુ ભક્તના પાલક.

चतुर्भिः साकं नवतिं च नामभिश्चक्रं

न वृतं व्यंतीरवीविपत् ।

बृहच्छरीरो विमिमान ऋक्‍भिर्युवाकुमारः

प्रत्येत्थाहवम् ॥६॥

અર્થ—ચાર પ્રકારના નામોથી (પ્રાણીઓનાં જન્મનાં નેવું સ્થિત્યંતરો તે એકાદ ગોળ ચક્ર પ્રમાણે ગરગર ફેરવે છે. આ શરીરે એટલો અગાઢવ્ય પરંતુ ભક્તિ વડે સહેજ મપાય છે. તરૂણ પરંતુ બાલરૂપ નહિ એવા વિષ્ણુ ભક્તોની હાક પડતાંજ આવી ઉભા રહે છે. (૬)

(મં૦ ૧, અનુ. ૨૧, સૂ૦ ૧૫૫)

१७

# વિષ્ણુનું ઘીઆદિથી યજન.

भवा मित्रो न शेव्यो घृतासुतिर्विभूत द्युम्न
एवया उ सप्रथाः।
अधा ते विष्णो विदुषा चिदर्ध्यः स्तोमो
यज्ञश्च राध्यो हविष्मता ॥१॥

અર્થ—તારૂં યજન ઘૃતાહુતિથી થાય છે. તારૂં ઐશ્વર્ય અપ્રતીમ, તું સર્વવ્યાપી અને ભક્તો માટે ત્વરાથી આવે છે. માટે તું પ્રિય મિત્ર પ્રમાણે અમને આનંદપ્રદ થા. હે વિષ્ણુ! જ્ઞાની જનોએ તારો યશ વૃદ્ધિંગત કરવો અને ભક્તોને હવિ આપી યજ્ઞદ્વારા તને પ્રસન્ન કરવો, એ યોગ્ય જ છે. (૧)

# વિષ્ણુના અવતારનું સ્તવન.

य: पूर्व्याय वेधसे नवीयसे सुमज्जानये
विष्णवे ददाशति ।

यो जातमस्य महतो महि बवत्सेदु श्रवो-
भिर्युज्यं चिदभ्यसत् ॥२॥

અર્થ:—તે પુરાણુ પુરૂષ તો ખરો, પણુ નવીન કહો તો નવીન પણુ છે, અને સૃષ્ટિ-નિયામક અને સ્વયંભૂ છે. માટે આ વિષ્ણુની ભકિત લોકો કરે છે જે આ પરમ શ્રેષ્ઠ વિષ્ણુના અવતારનુ સ્તવન કરે છે, તેના ઐશ્વર્ય સાથે આપણો યોગ ખચિત થશે. (૨)

# વિષ્ણુના સ્તવનથી કૃપા

तमु स्तोतारः पूर्व्यं यथा विद ऋतस्य
गर्भं जनुषा पिपर्तन।
आस्य जानन्तो नाम चिद्विवक्तन महस्ते
विष्णो सुमतिं भजामहे ॥३॥

**અર્થ:**—હે સ્તોતૃજનો! સકલ ધર્મવ્યવસ્થાનું આદિ કારણ સ્વભાવતઃ એજ વિષ્ણુ છે, ત્યારે તમે પોતાના અલ્પજ્ઞાન પ્રમાણે તેના અવતારનું સ્તવન કરી તેને આનંદથી પરિપૂર્ણ કરો. તેનાં જે જે ચરિત્રો તમને ખબર છે, તે તે વર્ણવો. હે પરમ શ્રેષ્ઠ વિષ્ણુ! તારી કૃપાનો અનુભવ અમે લઈએ છીએ. (૩)

# વિષ્ણુ મરૂતના નિયામક.

तमस्य राजा वरुणस्तमश्विना क्रतुं सचन्त
मारुतस्य वेधसः ।

दाधार दक्षमुत्तममहर्विदं व्रजं च विष्णुः
सखिवां अपोर्णुते ॥४॥

અર્થ:—મરૂતોનું નિયમન કરનાર આ વિષ્ણુ)ના પરાક્રમનો વિભાગી રાજા વરૂણ તેમજ અશ્વિની દેવો પણ છે. સર્વોત્કૃષ્ટ અને દિવસ ઉત્પન્ન કરી (જગતને) પ્રકાશિત કરનારૂં એવું સામર્થ્ય વિષ્ણુના અંગમાં છે. તે પોતાના અનુચરો સહ ગાયોનો સમૂહ છૂટો મૂકી દે છે. (૪)

## ૨૧

# વિષ્ણુથી યજમાનને સુખ પ્રાપ્તિ

आ यो विवाय सचथाय दैव्य इन्द्राय विष्णुः
सुकृते सुकृत्तरः ।

वेधा अजिन्वत्रिषधस्थ आर्यमृतस्य भागे
यजमानमाभजत् ॥५॥

અર્થ:—પ્રથમથી ઇન્દ્ર એ સત્કર્મ તત્પર અને તેમાં શક્તિ યુક્ત અને સત્કૃત્ય માટે વિશેષ ઉત્સુક એવા વિષ્ણુ તે ઇન્દ્ર તરફ તેજ માટે ગયો. ત્રિભુવનનો અધિપતિ અને શાસ્તા વિષ્ણુએ આર્ય યજમાનને સુખી કર્યો અને શ્રેષ્ઠ ધર્મમાં ભાગીદાર કરી, તેની ઉન્નતિ કરી. (૫)

(મં૦ ૧, અનુ૦ ૨૧, સૂ૦ ૧૫૬, મંત્ર ૧ થી૫.)

२२

# ઇશ્વરનું દ્રષ્ટારૂપે નિરૂપણ.

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं
परि षस्वजाते।

तयोरन्यः पिप्पलं स्वाद्वत्यनश्नन्यो अभि-
चाकशीति ॥२०॥

અર્થ:—સુંદર પક્ષીના મળતા સ્વરૂપવાળા અને જીવઆત્મા બે મિત્ર એકજ ઝાડપર બેઠા છે. તેમાંનું એક ઝાડના મધુર ફળનો ઉપભોગ કરે છે અને બીજું પોતે કાંઇ પણ ન ખાતાં ફક્ત જોયા કરે છે.

(ઋગ્વેદ મણ્ડ૦ ૧, સુક્ત ૧૬૪.)

## વિષ્ણુનું જ્ઞાતારૂપે વર્ણન.

सप्तार्धगर्भा भुवनस्य रेतो विष्णोस्तिष्ठन्ति
प्रदिशा विधर्मणि ।
ते धीतिभिर्मनसा ते विपश्चितः परिभुव
परि भवन्ति विश्वतः ॥३६॥

અર્થ:—જગતના બીજ તરીકે ઓળખાતા સાત અધુરા ગર્ભ વિષ્ણુની આજ્ઞાથી પોતપોતાના નિયમ મુજબ રહે છે. તે બુદ્ધિમાન્ અને વ્યાપક હોવાથી સરળ મનથી સર્વ વસ્તુને ઓળખે છે. (૩૬)

(ઋગ્વેદ મણ્ડ. ૧, સૂક્ત ૧૬૪.)

## વિષ્ણુ માર્ગના પાલકરૂપે.

विष्णुर्गोपाः परमं पाति पाथः प्रिया
धामान्यमृता दधानः ।१०।

**અર્થ**:—પોતાને પ્રિય થયેલા અવિનાશી નિવાસસ્થાનનું સંરક્ષણ કરતાં સર્વ રક્ષક વિષ્ણુ પોતાના પરમ શ્રેષ્ઠ માર્ગનું પરિપાલન કરે છે. (૧૦)

(ઋ૦ મં૦ ૩, અનુ૦ ૫, સૂ૦ ૫૫.)

## ઈશ્વરનું સ્વરૂપ ઇચ્છામાત્ર.

**रूपंरूपं मघवाबो मवीति मायाः कृण्वान स्तन्वं परिस्वाम्।**

**विर्ये दिवः परिमुहूर्त मागात् स्वैमंत्रै स्नृतुपा कृतावो॥**

**શબ્દાર્થ**-ઇન્દ્ર જે જે રૂપની ઇચ્છા કરે છે તે તે રૂપે થાય છે. તેને વિશે નામો તથા અનેક રૂપોને ગ્રહણ કરવાનું સામર્થ્ય છે. તે પોતાના શરીર-માંથી અનેક શરીરોને નિર્માણ કરે છે, (જેમ કે

કૃષ્ણાવતારમાં રાસ ક્રીડા વખતે એક કૃષ્ણના સરખા હજાર કૃષ્ણ જોવામાં આવતા હતા.) જ્યારે સ્તુતિવાળાં વચનવડે તેમને બોલાવવામાં આવે છે ત્યારે સોમના પાન કર્તારૂપે, સત્યસ્વરૂપે તથા અનેક દેશી યજ્ઞોમાં તેઓ સ્વર્ગમાંથી એક મુહૂર્તમાં આવે છે.

## વિષ્ણુનો કૃષ્ણાવતાર.

**कृष्णं त एमरुशतः पुरोभाश्चरिष्णवार्चि र्व-**
**पुषामिदेकम्**
**यदप्रवीतादधतेह गर्भं सद्यश्चिज्जातो-**
**भवसीदुदूतः**

**શબ્દાર્થ**—હે ભૂમન્! આપ સત્યાનંદરૂપે તથા ચિ માત્ર સ્વરૂપે છે. વળી રૂદ્રરૂપવડે ત્રણ

પુરને નાશ કરવાવાળું અથવા સ્થૂલ, સૂક્ષ્મ તથ કારણ દેહને ગ્રસનારાવાળું તુરીયાત્મારૂપે છે. હે કૃષ્ણના સ્વરૂપને અમે પામીએ. આપના સ્વરૂપ ના એક અંશ માત્ર રૂપે સમષ્ટિ જીવો અને દેહેમાં ભોક્તારૂપે રહેલ છે. હે ભૂમન્! આપ ગર્ભમાંથી ઉત્પન્ન થઇ માતાના પાર્શ્વથી પૃથક્ થયા. (આ મંત્ર દર્શાવે છે કે, પરમાત્મ ચિદંશનો કૃષ્ણરૂપે દેવકીના ગર્ભમાં જન્મ થયો છે.)

(ઋ૦ મં૦ ૪, સૂ૦ ૭ અ૦ ૧, મં૦ ૯)

## રામચંદ્રનું માહાત્મ્ય.

**चत्वारिंशद्दशरथस्य शोणाः सहस्रस्याग्रे श्रेणिं नयन्ति**

**શબ્દાર્થઃ**—રાજા દશરથના યજ્ઞમાં ચારસો

લાલ વર્ણના ઘોડાઓ તથા હજારો બીજા અશ્વો-વડે જોડાયલો રથ હતો. આ રીતે રથની આગળના ભાગમાં તેઓ ચાલતા હતા.

## પ્રકૃતિરૂપ જાનકીને પ્રણામ.

अर्वाची सुभगे भवसीते वन्दामहे त्वायथान
सुभगासासियथानः सुफलासासि

શબ્દાર્થ:—હે રાક્ષસોનો અંત કરવાવાળી જાનકી! હું આપને પ્રણામ કરૂં છું. આપ અમોને સારૂં ઐશ્વર્ય આપો. અમારા શત્રુનો આપ નાશ કરો. પાપ અમારા પર અનુકૂલ થાઓ.

(ઋ૦ ૩, ૮, ૯.)

## રામનું સીતાને ગ્રહણ કરવું.

इद्रः सीतां निगृह्णातु तांपूषानु यच्छतु

શબ્દાર્થ:—ઇન્દ્ર સ્વરૂપ રામચંદ્ર સીતાનો

સ્વીકાર કરો તથા પૂષારૂપ જનકરાજા સીતાનું દાન કરો.

(ઋ૦ ૩, ૭, ૯)

## વિશ્વામિત્રનું રામને બોલાવવું.

महाऋषिर्देवजो देवजूतो अस्तभ्नात्सिंधु-
मर्णवंनृचक्षाः

विश्वामित्रो यदवहत्सु दासमपि प्रियायत
कुशिकेभिरिन्द्रः ॥

**શબ્દાર્થ**:— મહર્ષિ નારાયણથી આવિર્ભાવને પામેલ તથા સુદાસના ગોત્રમા ઉત્પન્ન થયેલ એવા રામચંદ્રને વિશ્વામિત્ર પોતાના યજ્ઞની રક્ષ કરવા માટે લઇ ગયા. રામચંદ્ર યજ્ઞની રક્ષા કરી, કે જેથી વિશ્વામિત્રે કરેલ યજ્ઞના હવિને ઇન્દ્રરૂપે હું ભોગવીશ.

(ઋ૦ ૩, ૩, ૨૨)

# ॥ यजुर्वेद संहिता ॥



## વિષ્ણુનો વામન અવતાર

इंद्र विष्णु र्विचक्रमे त्रेधा निधेद् पदम् ॥
समूढमस्य पाऽंसुरे स्वाहा ॥ १५

અર્થ:—સર્વવ્યાપી તથા વામનાવતારને ધારણ કરવાવાળા શ્રી વિષ્ણુ ભગવાન્ આ ચરાચરાત્મક જગતને અનેક પ્રકારે કરી ધારણ કરી રહેલા છે. ભૂમિ, અંતરિક્ષ તથા સ્વર્ગલોક આ ત્રણને પોતાના પગોવડે તેણે ધારણ કર્યાં છે. આ વિષ્ણુ ભગવાનના પગને વિશે આ સર્વ જગત રહેલું છે. (૧

(અહીં ઇન્દ્ર સ્વરૂપે અવતાર વર્ણવ્યો છે.)

(યજુર્વેદ મંત્ર સંહિતા, અધ્યાય ૫, મો કં. ૧૫, મંત્ર ૧.)

## વિષ્ણુના વરાહાદિ અવતારો.

इरावती धेनु मतीहिभूत ँ सूयवसिनी मनवे दशस्या ।

व्यस्कम्ना रोदसी विष्णवे ते दाधर्थ पृथवी माभितो मयूखैः स्वाहा ॥१६॥

**અન્વયાર્થ**:—इरावती અન્ન તથા ધાન્ય, ધેનુમતી અનેક ગયોવાળી, हि કારણકે, ભૂં થા, સુયવસિની અત્યંત શ્રેષ્ઠ ખાદ્ય પદાર્થ-વાળી મનવે વિજ્ઞાનને વધારનારી दशस्या યજ્ઞ સાધનને આપનારી व्यस्कम्ना વિભક્ત કરી સ્તં-

ભિત કરી છે, રોદસી હે સ્વર્ગ તથા પૃથ્વી ત્વિષ્ણો હે સર્વ વ્યાપી વિષ્ણુ एते આ સ્વર્ગ તથા પૃથ્વીને दाधर्थ ધારણ કરી રહ્યા છો પૃથિવી પૃથ્વીને अभितः સર્વ સ્થળેથી मयूखैः પોતાના તેજવડે અથવા વરાહાદિ અનેક અવતારો-વડે (૧૬)

શબ્દાર્થ:—હે સ્વર્ગ તથા પૃથ્વી ! તમો યજ-માનના કલ્યાણને માટે અન્ન તથા ધાન્યવાળી અનેક ગાયોવડે યુકત ઘણા શ્રેષ્ઠ ખાદ્ય પદાર્થવાળી, જ્ઞાનને વધારનારી તથા યજ્ઞના સાધનને આપવાવાળી થાઓ. હે સર્વવ્યાપી પરમાત્મા ! આપ આ સ્વર્ગ તથા પૃથ્વીને વિભ-કત કરી સ્તભિત કરનારા થાઓ આપ પૃથ્વી-ને પોતાના વરાહાદિ અનેક અવતારોવડે સર્વ સ્થળેથી ધારણ કરી રહ્યા છો. ૧૬

(અ૦ ૫ મો કંડિકા ૧૬ મંત્ર ૧)

## ૩૨

# વિષ્ણુનું સાકાર સ્વરૂપ

दिवोवा विष्ण उतवा पृथिव्या महोवा
विष्णउरोरन्तरिक्षात् ।

उभाहि हस्तावसुना पृणस्वा प्रयच्छ दक्षिणा
दोत सव्या द्विष्णवेत्वा ॥ १९ ॥

**અન્વયાર્થ:**—दिवः-સ્વર્ગ લોકમાંથી वा તથા पृथिव्या ભૂલોકમાંથી, उत વળી, महः મહાન, वा તથા, विष्णो હે વિષ્ણુ उरोः વિસ્તીર્ણ अंतरिक्षात् અંતરિક્ષમાંથી उभा બે, हि જ, हस्तौ હાથો, वसुना ધનવડે, पृणस्वा પૂર્ણ કરો प्रयच्छ આપો, दक्षिणात् જમણા उत વળી, सव्यात् ડાબા, विष्णवे વિષ્ણુની પ્રીતિ માટે, त्वा તુને.

શબ્દાર્થ:—હે વિષ્ણુ પરમાત્મા! હે સર્વ વ્યાપી! આ મહામંડળ રૂપ સ્વર્ગલોકમાંથી આણેલા ધન વડે તમો તમારા બેઉ હાથમાં પુષ્કળ ધન લો. પછી ડાબા તથા જમણા હાથનાં અનેક પ્રકારનાં ધન અર્થાત્ રત્નો અમોને આપો. હે લાકડાના સ્તંભ! તને આ સ્થળે વિષ્ણુ ભગવાનની પ્રીતિ સંપાદન કરવા દાટું છું. (૧૯)

(અ૦ ૫ મો, કંડિકા ૧૯, મંત્ર ૧)

## વિષ્ણુ નૃસિંહ અવતારરૂપે.

प्रतद्विष्णुःस्तवते वीर्येण मृगोन भीमःकुचरो गिरिष्ठाः

यस्योरुषु त्रिषु विक्रमणेष्वाधिक्षियन्ति भुवनानि विश्वा ॥ २० ॥

અન્વયાર્થ:— तत् તે विष्णुः સર્વવ્યાપી પરમાત્મા, स्तवते સ્તુતિને પામે છે वीर्येण વીરકર્મ

વડે मृगः ક્ષુબ્ધ કરનાર, न सदृश, भीमः ભયંકર, कुचरः પ્રાણિનો વધ કરનાર, गिरिष्ठाः શિવરૂપે પર્વતપર સ્થિતિ કરનાર, यस्य જેના, उरुषु મહાન્ त्रिषु ત્રણ विक्रमणेषु પાદ પ્રક્ષેપ સ્થાનવાળા લોક વિશે, अधि क्षियन्ती નિવાસ કરે છે, भुवनानि ભુવનોને, विश्वा સઘળાં. (૨૦)

**શબ્દાર્થ:**—જેનાવડે સર્વ ચરાચર જગત્ ભયને પામેલ છે, જે નૃસિંહ રૂપને ધારણ કરવાવાળા છે, જે પૃથ્વીપર મત્સ્યાદિ રૂપ ધારણ કરી વિચરવાવાળા છે, જે શિવ સ્વરૂપવડે પર્વત પર નિવાસ કરવાવાળા છે, જે વિષ્ણુનાં મહાન્ ત્રણ પગલાં વિશે સર્વ પ્રાણી માત્ર નિવાસ કરે છે, તે વિષ્ણુ ભગવાન્ પોતાનાં વીર કર્મોવડે સ્તુતિને પ્રાપ્ત થયા છે. (૨૦)

ટીકા:—આ મંત્ર અવતારને જણાવવાવાળો છે. ઋગ્વેદ મંત્ર ૨, ૨, ૨૪માં પણ આ જ ભાવ રહેલો છે. આમાં ત્રણ અવતારોનું સૂચન થાય છે. મત્સ્યાવતાર, વામનાવતાર તથા નૃસિંહાવતાર આ ત્રણ અવતારો અહીં જણાવેલ છે. (૨૦)

( અ૦ ૫ મો, કંડિકા ૨૦, મંત્ર ૧. )

## વિષ્ણુનું ત્રણમાં પ્રતિક્રમણ.

विष्णोर्विक्रमणमसि विष्णोर्विक्रान्तमसि
विष्णोः क्रान्तमसि ॥१९॥

અન્વયાર્થ:—विष्णोः ત્રિવિક્રમાવતાર ધારી વિષ્ણુના, विक्रमणं પ્રથમ પાદના આક્રમણથી જિતાયલા ભૂલોક રૂપે, असि છો, विष्णोः પરમાત્મા વિષ્ણુના, विक्रान्तं દ્વિતીય પાદના આક્ર-

મણથી જિતાયલા અંતરિક્ષ લોકરૂપે, असि છો विष्णोः વિષ્ણુ ભગવાનના, क्रान्त ત્રીજા પાદ પ્રક્ષેપથી જિતાયલા સ્વર્ગરૂપે, असि આપ થયા છો.

શબ્દાર્થ—ત્રિવિક્રમાવતારધારી વિષ્ણુના પ્રથમ પાદના આક્રમણવડે જીતાયલા ભૂલોકરૂપે આપ છો. પરમાત્મા વિષ્ણુના દ્વિતીય * પાદના આક્રમણથી જિતાયલા અંતરિક્ષ લોકરૂપે આપ છો. તેમજ વિષ્ણુ ભગવાનના ત્રીજા પાદપ્રક્ષેપથી જીતાયલા સ્વર્ગ લોકરૂપે આપ છો.

(અધ્યાય ૧૦ મો, કંડિકા ૧૯.)

---

* પાદ—એટલે પગ

# વિષ્ણુમાંથી બ્રાહ્મણની ઉત્પત્તિ.

सु भूः स्वयंभूः प्रथमोन्तर्महत्यर्णवे ॥
दधेह गर्भमृत्वियं यतो जातः प्रजापतिः।६३।

**અન્વયાર્થ**—सुभूः શ્રેષ્ઠ વિશ્વના ઉત્પાદકરૂપે, स्वयंभूः સ્વેચ્છાથી શરીર ધરવામાં પરમાત્માએ, प्रथमः સર્વના આદિરૂપ अन्तः મધ્યમાં, महति મહાન્ વિસ્તારવાળા, अर्णवे સાગરના, दधे સ્થાપન કર્યું, गर्भं ગર્ભને ऋत्वियं સમયાનુકૂલ यतः જેમાંથી प्रजापतिः બ્રહ્મા, जातः થયા(૬૩)

**શબ્દાર્થ**-સર્વના આદિરૂપ, સ્વેચ્છાથી શરીરને ધારણ કરવાવાળા પરમાત્માએ મહાન્ સાગરના મધ્યમાં સમયાનુકૂલ ગર્ભને સ્થાપન કર્યો તથા તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા.

(અધ્યાય ૨૩, કંડિકા ૬૩.)

# સર્વવ્યાપી પરમાત્મા વિષ્ણુની વિભૂતિરૂપે.

एतावानस्य महिमाऽतो ज्यायाँश्च पूरुषः ॥
पादोस्य विश्वा भूतानि त्रिपादस्या मृतं
दिवि ॥ ३ ॥

**અન્વયાર્થ**:—एतावान् આ સર્વ, अस्य આ પુરૂષનો, महिमा સામર્થ્ય વિશેષ વિભૂતિ अतः આ મહિમાવાળા જગતથી, ज्यायान् અતિશય અધિક पुरुषः પુરૂષ, पादः ચતુર્થાંશ, अस्य આ આ પરમાત્માનું, त्रिपात् ત્રણ પાદ સ્વરૂપ अमृतं વિનાશ રહિત, दिवि પ્રકાશ આત્મ-સ્વરૂપમાં છે.

**શબ્દાર્થ**:—આ સર્વ દશ્ય જે જોવામાં આવે

છે તે વાસ્તવિક સ્વરૂપ નથી. વળી પુરૂષ મહિમા-વાળા જગતથી અધિક છે. સર્વ પ્રાણીસમૂહ આ પુરૂષના ચતુર્થાંશ સ્વરૂપે છે, પણ વાસ્તવિક સ્વરૂપ નથી. વળી પુરૂષ આ મહિમાવાળા જગતથી અધિક છે. સર્વ પ્રાણીસમૂહ આ પુરૂષના ચતુર્થાંશ સ્વરૂપે છે. આ પરમાત્માના બાકી રહેલ ત્રણ પાદો પ્રકાશાત્મક પોતાના સ્વરૂપમાં રહેલા છે. (૩)

(અધ્યાય ૩૧ મો, કંડિકા ૩)

## વિષ્ણુના વિરાટસ્વરૂપે ઉત્પત્તિ.

**ततो विराडजायत विराजो अधिपूरुषः ॥**
**स जातो अत्यरिच्यत पश्चाद्भूमिमथो पुरः॥५**

**અન્વયાર્થ:—** ततः આ આદિપુરૂષમાંથી विराट् બ્રહ્માંડ દેહ, अजायत પ્રકટ થયો विराजः

વિરાટ, અધિમાંથી, પુરુષઃ પરમાત્મા સઃ તે વિરાટ પુરુષ, જાતઃ પ્રકટ થયો, અત્યરિચ્યત દેવતા, તિર્યક તથા મનુષ્યાદિ રૂપે થયા, પશ્ચાત્ દેવાદિ જીવભાવ ઉપરાંત, ભૂમિં ભૂમિને, અથઃ ત્યારબાદ પુરઃ સાત ધાતુથી બનેલી શરીરની રચના કરી. (૫)

**શબ્દાર્થ:**—આ આદિ પુરૂષમાંથી બ્રહ્માંડ દેહ પ્રગટ થયો, વિરાટમાંથી પરમાત્મા પ્રગટ થયા. આ પરમાત્મા પ્રકટ થઇ દેવતા, તિર્યક તથા મનુષ્યાદિરૂપે થયા. દેવાદિ જીવભાવ થવા ઉપરાંત ભૂમિને પ્રકટ કરી ત્યાર બાદ સાત ધાતુવાળી શરીરની રચના કરી. (૫)

( અધ્યાય ૩૧, કંડિકા ૫. )

# પ્રજાપતિના સ્વરૂપના જ્ઞાતા કોણ?

प्रजापतिश्चरति गर्भे अन्तर जायमानो
बहुधा विजायते ।
तस्य योनिं परिपश्यन्ति धीरास्तास्मिन्ह
तस्थुर्भुवनानि विश्वा ॥ १९ ॥

**અન્વયાર્થ:**—प्रजापतिः—સર્વાત્મારૂપ પ્રજાપતિ, चरति પ્રવેશને પામે છે, गर्भे દરેક ગર્ભમાં, अन्तर् મધ્યમાં, अजायमानः ઉત્પન્ન નહિં થનાર છતાં बहुधा અનેક પ્રકારના કાર્ય કારણ રૂપ વડે विजायते ઉત્પન્ન થાય છે, तस्य આ પ્રજાપતિના योनिं સ્વરૂપને, परिपश्यन्ति જૂવે છે, धीराः બ્રહ્મના જ્ઞાતા तास्मिन् આ કારણાત્મા બ્રહ્મમાં तस्थुः રહેલ છે, भुवनानि ભૂત માત્રો, विश्वा સઘળા (૧૯)

**શબ્દાર્થ**—સર્વાત્મારૂપ પ્રજાપતિ દરેક ગર્ભના મધ્ય ભાગમાં પ્રવેશને પામે છે. જો કે તે નિત્ય હોવા છતાં અનેક પ્રકારના કાર્ય કારણ રૂપ વડે ઉત્પન્ન થાય છે. આ પ્રજાપતિના સ્વરૂપને બ્રહ્મના જ્ઞાતાઓ જુવે છે. આ કારણાત્મા બ્રહ્મમાં સઘળાં ભૂત માત્રો રહેલાં છે. (૧૯)

( અધ્યાય ૩૧, કંડિકા ૧૯ )

## કાળ આદિ અવયવની વિષ્ણુમાંથી ઉત્પત્તિ.

**सर्वे निमेषा जज्ञिरे विद्युतः पुरुषादधि ॥**
**नैनमूर्द्ध्वंतिर्य्यञ्चन्नमध्ये परिजग्रभत् ॥ २॥**

**અન્વયાર્થ**—सर्वे સઘળા निमेषाः કાળ આદિ

અવયવો, जज्ञिरे ઉત્પન્ન થયા છે, विद्युतः પ્રકા-શમાન पुरुषात् પરમાત્મામાંથી, न નહિ, एनं આ પુરૂષને, उर्ध्वं ઉંચેના ભાગમાં, न નહિ तिर्यक् ચારે બાજુએ, न નહિ, मध्ये મધ્યમાં, परिजग्रभत् ગ્રહણ કરી શકે છે. (૨)

શબ્દાર્થ—સઘળા કાળ આદિ અવયવો પ્રકાશમાન પરમાત્માથી ઉત્પન્ન થયા છે. આ પુરૂષને કોઇ ઉપરના ભાગમાં કોઇ ગ્રહણ કરતું નથી, ચારે બાજુએ તથા મધ્યમાં કોઈ ગ્રહણ કરતું નથી. (૨)

(અધ્યાય ૩૨ મો, કંડિકા ૨)

# ॥ सामवेद संहिता ॥



## વિષ્ણુનાં અનેક સ્વરૂપો

किमित्ते विष्णो परिचक्षि नाम प्रयद्ववक्षे
शिपिविष्टो अस्मि॥

मावर्पो अस्मदपगूह एतद् यदन्यरूपः समिथे
बभूथ ॥

અન્વયાર્થ—કિં શું પરિચાક્ષિ પ્રસિદ્ધ કરવા યોગ્ય છે, इत् જ, તે આપનું विष्णो હે વિષ્ણુ नाम નામ प्रवक्षे કહું છું यत् જે નામ शिपि-विष्टः કીરણોથી યુકત, अस्मि છું, मा નહિ वर्पः

૩૫ अस्मत् અમારામાંથી अपगूह છુપું રાખો एतत् આ यद् જે अन्यरूपः અન્ય સ્વરૂપવાળા समिथे સંગ્રામમાં बभूथ સહાયક થાઓ છો. (૩)

**શબ્દાર્થ**—હે વિષ્ણુ! આપનું તે નામ શું પ્રસિદ્ધ કરવા યોગ્ય છે? અર્થાત્ એની મેળેજ પ્રસિદ્ધ છે કે જે નામને લઇ હું કિરણોવાળો છું, એમ આપ કહો છો. આ રીતના પ્રસિદ્ધ રૂપ-વાળા આપ છો, માટે આપ તે સ્વરૂપને અમા-રાથી છૂપું મા રાખો. જો કે આપ સંગ્રામમાં અનેક સ્વરૂપોને ધારણ કરી અમોને સહાયક-રૂપે થાઓ છો, માટે આપ આપનાં પરમ તેજસ્વી વિષ્ણુ સ્વરૂપનાં અમોને દર્શન કરાવો. ૧

( ઉ. અ. ૧૭, સૂ. ૪, ઋ. ૧. )

४६

# વિષ્ણુની સ્તુતિ.

प्रवत्ते अद्य शिपिविष्ट हव्यमर्यः शंसामि
वयुनानि विद्वान् ।
तं त्वागृणामि तवसमतव्यान् क्षयन्तमस्य
रजसः पराके ॥ २ ॥

**અન્વયાર્થ**—प्रशंसामि હું પ્રશંસા કરૂં છું तत् તે વિષ્ણુ નામને તે આપના अद्य આજે शिपिविष्ट હે કીરણવાળા વિષ્ણુ ભગવાન્ हव्य બોલાવવા યોગ્ય નામને अर्यः સ્તુતિઓના સ્વામી वयुनानि જાણવા યોગ્ય विद्वान જાણનાર, तं તે त्वा આપ વિષ્ણુ ભગવાનને, गृणामि સ્તુતિ કરૂં છું, तवसं અત્યંત વૃદ્ધ, अतव्यान् અલ્પ એવો હું, क्षयन्तं રહેવાવાળા, अस्य આ, रजसः સ્થાનના, पराके દૂર વિશે. (૨)

**શબ્દાર્થ:**—હે કિરણોથી યુક્ત એવા વિષ્ણુ ભગવન્! આપના આ પ્રસિદ્ધ વિષ્ણુ નામની, હું કે જે સ્તુતિઓનો સ્વામી છું તથા જાણવા યોગ્ય પદાર્થને જાણવાવાળો છું, તે બોલાવવા યોગ્ય નામની સ્તુતિ કરૂં છું. તે નામ કે જે પરમ વૃદ્ધ છે તથા જે આ લોકના દૂર દેશ પ્રતિ રહેવાવાળા છે એવા તમો વિષ્ણુ ભગવાનની હું અલ્પ પ્રાણી સ્તુતિ કરૂં છું. (૨)

(અ. ૧૭ મો, સૂકત ૪, ઋચા ૨૭)

## હવિગ્રહણ માટે પ્રાર્થના.

वषट् ते विष्णवास आकृणोमि तन्मे जुषस्व
शिपिविष्ट हव्यं ।
वर्धन्तु त्वा सुष्टु तयो गिरो मे यूयं पात
स्वस्तिभिः सदा नः ॥ ३ ॥

**અન્વયાર્થ:**—वषट् વષટ્કારવડે, તે

આપને, विष्णो હે વિષ્ણુ, आसः જે હવિ આવેલ છે, आकृणोमि હું હોમું છું, तत् તે હવિને, मे મારા, जुषस्व સેવન કરો, शिपिविष्ट હે કિરણવાળા વિષ્ણુ ભગવાન, हव्य હવ્યને, वर्धन्तु વૃદ્ધિ પામો, त्वा આપને, सुष्टुतमः શ્રેષ્ઠ સ્તુતિ રૂપી, गिरः વાણીઓ, मे મારી, यूयं તમારાથી લઇ સર્વ દેવો पातः રક્ષા કરો, स्वस्तिभिः કલ્યાણકારક શકિતવડે, सदा હમેશ, नः અમોને. (૩)

**શબ્દાર્થ**:—હે વિષ્ણુ ભગવાન્! આપને સુખયુક્ત વષટ્કારદ્વારા હવિનો હોમ આપું છું. હે કિરણોવાળા વિષ્ણુ ભગવાન! આ વષટ્કારવાળા મારા હવિનુ આપ સેવન કરો. શ્રેષ્ઠ સ્તુતિરૂપી મારી વાણીઓ આપની વૃદ્ધિ કરો. હે વિષ્ણો! આપથી લઇ સર્વ દેવો

કલ્યાણકારક શક્તિઓવડે સર્વદા અમારૂં રક્ષણ કરો. (૩)

(અ. ૧૭ મો, સૂક્ત ૪, ઋચા ૩ જી.)

## વિષ્ણુનો રામસ્વરૂપે અવતાર.

भद्रो भद्र या सचमान आगात् स्वसारं जारो
अभ्येति पश्चात् ॥

सुप्रकेतैर्द्युभिरग्निर्वितिष्ठन्नु शद्भिर्वर्णै
रभि सममस्थात् ॥

**શબ્દાર્થ**:—ભક્તિને યોગ્ય એવા રામચંદ્ર સીતા સહવર્તમાન સજ્જ થઇ દંડકારણ્ય-પ્રતિ આવ્યા. પછી આંગળીને અર્થાત્ સીતાનો હાથ ગ્રહણ કરવા રાવણ રામથી છાનો આવ્યો. રાવણને મારી નાખ્યા પછી સારા ચિહ્નોવડે

શોભાયમાન, વર્ણોવડે જણાયેલ તથા સ્વર્ગ લોકના સાધનરૂપ રામની સ્ત્રી સહિત અગ્નિ દેવ રામના સન્મુખ આવે છે. પછી જાનકી શુદ્ધ છે એમ કહી જાનકીને સમર્પણ કરે છે.

( ઉ. ૧૫, અ. ૨. ખં. ૧, સૂ. ૩.)

## ઇન્દ્રથી વૃત્રાનો નાશ.

इन्द्रो दधीची अस्थिभिर्वृत्राण्य प्रातिष्कुतः
जघान नवतीर्नव ॥

શબ્દાર્થઃ—અન્યના પ્રતિકૂલ શબ્દથી રહિત એવા ઇન્દ્ર ભગવાને અથર્વણ દધીચિના હાડકાંવડે આઠસોને દશ વૃત્રોને માર્યાં.

સા. ૨, પ્ર૦ ૨, ૭, ૫. )

## વિષ્ણુનો વામન અવતાર.

इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम्।
समूढमस्य पां॰ सुरे ॥

શબ્દાર્થ:—ત્રણ પદને ધારણ કરવાવાળા એવા વિષ્ણુ ભગવાન્ દૃશ્ય એવા સઘળા જગતને વિભાગ કરી આક્રમણ કરવા લાગ્યા. તેમણે ત્રણ પ્રકારે પોતાના પાદને મૂકયા. આ વિષ્ણુના ધુળવાળા પાદરૂપી સ્થાનમાં સર્વ જગત્ અંતર્ભૂત છે. (વામનાવતારનું વર્ણન.)

(સા. અ. ૧૮, ખં. ૨, મં.૧.)

## વિષ્ણુનો વામન અવતાર.

यथा वामनो ह विष्णुरास

શબ્દાર્થ:--વામન સાક્ષાત્ વિષ્ણુરૂપેજ છે.

(શત. ૧, ૨, ૨, ૫)

तद्धैतद् घोर आंगिरसः कृष्णाय देवकी-
पुत्रायोक्त्वो वाचाऽपिपास

**શબ્દાર્થ:**—અંગિરાના પુત્ર ધોરે આ વાત દેવકીના પુત્ર શ્રીકૃષ્ણને કહી. અને કહ્યું કે જે આ જાણે છે તેણે પોતાના મરણ સમયે આ ત્રણ યજુર્વેદીક મંત્રોનો ઉચ્ચાર કરવો જોઇએ.

સામવેદીય છાંદોગ્ય ઉપ૦ પ્ર૦ ૩ ખં. ૧૭

# ॥ अथर्ववेद संहिता ॥



## વિષ્ણુ તથા વરુણની સ્તુતિ.

ययो रोजसा स्कभिता रजांसि यौ वीर्यै-
वीरतमा शविष्ठा ॥

यौ पत्येते अप्रतीतौ सहोभिर्विष्णुमगन्
वरुणं पूर्वहूतिः ॥१॥

શબ્દાર્થ—જે વિષ્ણુ ભગવાન્ તથા વરૂણ ભગવાનના બળવડે રજાત્મક પૃથ્વી આદિ સ્થાનો દૃઢ રીતે રહેલ છે, જે વિષ્ણુ તથા વરુણ શત્રુપર જયાદિરૂપ પરાક્રમવડે અત્યંત બળ-વાળા કહેવાય છે, જે વિષ્ણુ તથા વરૂણ પોતાના બળથી કોઇથી નહિ તિરસ્કારને પામે એવા છે તથા ઐશ્વર્યને પ્રાપ્ત કરવાવાળા છે. તે વિષ્ણુ તથા વરૂણને પ્રાપ્ત થઇ આ પ્રથમ બોલાવનાર યાજક તેને હવિ સાથે જોડો. (૧)

(કાંડ ૭, સૂ. ૨૬ મું ઋ. ૨.)

## વરૂણ તથા વિષ્ણુની પ્રાપ્ત

यस्येदं प्रदिशियद् विरोचते प्रयानाति
विचचष्टे शर्चीभि:।
पुरोदेवस्य धर्मणा सहोर्भिर्विष्णुमगन्
वरुणं पूर्वहूतिः ॥ २ ॥

**શબ્દાર્થ**—જે વિષ્ણુ તથા વરૂણની આજ્ઞાને વિશે અખિલ જગત વિશેષે કરી પ્રકાશને પામેલ છે, જીવે છે તથા ચેષ્ટા કરે છે. તથા પોત પોતાના ફળને જૂવે છે, વળી જે પ્રકાશાત્મક વિષ્ણુ તથા વરૂણના ધારકરૂપ કર્મ વડે તેમજ બળવડે પ્રથમ જગત પ્રકાશને પામ્યું, તેવા વરૂણ તથા વિષ્ણુ ભગવાનને ફલના અર્થવાળો મનુષ્ય પ્રાપ્ત થાઓ. (૨)

( કાંડ ૭, સૂ. ૨૬, ઋ. ૩. )

५५

## वामनावतार वर्णन.

विष्णोर्नु कं प्रावोचं वीर्याणि यः पार्थिवानि
विममे रजांसि ॥

यो अस्कभाय दुत्तरं सधस्थं विचक्रमाणस्त्रे-
धोरुगायः ॥

શબ્દાર્થ—વ્યાપકશીલ વિષ્ણુ ભગવાનના વીર કર્મોને જલદી હું પ્રકર્ષપણાથી કહું છું, જે દેવે પૃથ્વી પર લોકને ઉત્પન્ન કર્યા, જે વિષ્ણુ ભગવાને ઉચ્ચ સ્થાનને ધારણ કર્યું છે તે વિષ્ણુ ભગવાન પૃથ્વી, અંતરિક્ષ તથા સ્વર્ગ વિશે પાદનો સંચાર કરવાવાળા છે તથા મહાત્માઓ તેની સ્તુતિ કરે છે. (૧)

(કાંડ ૭, સૂ. ૨૭, ઋ. ૧.)

# કૂર્માવતાર વર્ણન.

प्रतद् विष्णु स्तवते वीर्याणि मृगोन भीमः
कुचरो गिरिष्ठाः परावत अजगम्यात्
परस्थाः ॥२॥

શબ્દાર્થ—મહાનુભાવવાળા શ્રી વિષ્ણુ ભગવાન્ પોતાનાં વીર કર્મોને લીધે સ્તુતિ કરાય છે. તે સિંહની માફક ભયાનક છે. (તેમણે નૃસિંહ અવતાર લીધો હતો) તે તે ભૂમિના કોઇપણ કઠણ સ્થાન વિશે જવા વાળા છે. તે પર્વતના શિખરવિશે સ્થિતિ કરે છે. આ વિષ્ણુ પરમાત્મા અત્યંત દૂર સ્થાન પ્રતિ હો, છતાં તે સ્તુતિરૂપ કર્મ-વડે પ્રાપ્ત થાઓ.

(આ મંત્ર અવતાર સૂચક છે.)

# ત્રણ ભુવનોમાં વિષ્ણુની સ્થિતિ.

यस्योरुषु त्रिषु विक्रमणेष्वधि क्षियन्ति
भुवनानि विश्वा ।
उरु विष्णो विक्रमस्वोरु क्षयाय नस्कृधि ॥
घृतं घृतयोने पिब प्रप्र यज्ञपतिं तिर । ३ ।

શબ્દાર્થ—આ વિષ્ણુ ભગવાનના વિસ્તારવાળા ત્રણ પગલાં વિશે સર્વ ભૂતાત્માઓ નિવાસ કરે છે. (પ્રથમ પાદ વિશે પૃથ્વી, અંતરિક્ષ તથા ત્રીજા પાદ વિષે સ્વર્ગીય ભૂતો વસે છે.) હે વ્યાપકશીલ વિષ્ણુ! આપ આપનાં ત્રણ લોકવિશે ત્રણ પાદોને કરો. વળી આપ અમારા નિવાસને વિષે પુષ્કળ ધન આદિ કરો; કારણ સ્વરૂપ ઘૃત યોનિવાળા હે વિષ્ણુ! આ હોમવામાં આવતા ઘીનું આપ પાન કરો. વળી યજમાનને આપ સમૃદ્ધિવાળા કરો. (૩)

## ત્રણ પગમાં બ્રહ્માંડનો સમાવેશ.

**इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधेपदं स मूढ-**
**मस्य पासुरे ॥४॥**

**શબ્દાર્થ**—વ્યાપકશીલ વિષ્ણુ ભગવાન અખિલ વિશ્વમાં વ્યાપી રહેલ છે. તેણે પોતાનાં ત્રણ પગલાં સ્થાપ્યાં. વ્યાપક એવા વિષ્ણુના પગ વિષે ત્રણ લોક સ્થાપિત થઇ રહેલ છે.

## વિષ્ણુનું અજેયરૂપે નિરૂપણ.

**त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः ।**
**इतो धर्माणि धारयन् ॥५॥**

**શબ્દાર્થ:**—તેમણે ત્રણ પાદોનું આક્રમણ કર્યું. તેઓ સર્વનું પાલન કરવાવાળા છે. શત્રુવડે

કરી પરાભવને નહિ પામે તેવા તેઓ છે. પૃથ્વીથી માંડી અગ્નિહોત્રાદિ કર્મોને ધારણ કરી તેઓ આક્રમણ કરનારા છે. (૫)

## ઇન્દ્ર વિષ્ણુના સખારૂપે.

**विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे॥**

**इन्द्रस्य युज्यः सखा ॥ ६ ॥**

**શબ્દાર્થ:**—વ્યાપકશીલ વિષ્ણુ ભગવાનના કર્મોને હે સ્તોતાઓ! તમે જુવો, કે જે કર્મો-વડે અનેક પ્રકારનાં અનેક કર્મોને તે બાંધે છે. આ વિષ્ણુ ઇન્દ્ર ભગવાનના એક સરખા ગુણવાળા મિત્રરૂપે છે. (૬)

## જ્ઞાનીને વિષ્ણુપદપ્રાપ્તિ.

**तद् विष्णोः परमं पदं सदा पश्यन्ति**

**सूरयः । दिवीव चक्षुराततम् ॥ ७ ॥**

**શબ્દાર્થ:**—વ્યાપક સ્વરૂપ આ વિષ્ણુ ભગ-

વાનના ઉત્કૃષ્ટ સ્થાનને વિવેકી પુરુષો સાક્ષાત્કાર કરે છે. તેઓ સ્વર્ગ લોક વિશે ચક્ષુ લગાડેલ હોય તેમ વિસ્તૃત સૂર્ય મંડળને અર્થાત્ પ્રકાશ સ્વરૂપ તત્વને જુએ છે. (૭)

## વિષ્ણુનું સાકાર નિરૂપણ.

दिवो विष्ण उत वा पृथिव्या महो विष्ण ।
उरोरन्तारिक्षात्
हस्तौ पृणस्व बहुभिर्वसव्यैराप्रयच्छ
दक्षिणादोत सव्यात् ॥८॥

**શબ્દાર્થઃ**—હે વિષ્ણુ ભગવાન્! સ્વર્ગ લોકમાંથી, મહાન પૃથ્વી લોકમાંથી તથા અંતરિક્ષ લોકમાંથી આણેલ પુષ્કળ ધનના સમૂહોવડે આપ આપના હાથોને પૂર્ણ કરો. અર્થાત્ પુષ્કળ ધન રાશિને હાથોવડે ગ્રહણ કરો. ત્યાર

પછી તે પુષ્કળ ધન રાશિને જમણા હાથવડે અમોને આપો, તેમજ ડાબા હાથવડે પણ અમોને આપો. (૮)

## વિષ્ણુભકતની પૃથ્વીમાં વ્યાપકતા.

विष्णोः क्रमोसि सपत्नहा पृथिवी
संशितोग्नितेजाः ॥

पृथिवीमनु विक्रमेहं पृथिव्यास्तं निर्भजामो
योऽस्मान् द्वेष्टि यंचवयं द्विष्मः समाजीवीत् तं
प्राणो जहातु ॥

શબ્દાર્થ—તું વિષ્ણુના પાદરૂપે છે. વિષ્ણુનો પાદ શત્રુનો નાશ કરનાર, પૃથ્વીનું શાસન કરનાર તથા અગ્નિરૂપ તેજવાળો છે. હું પણ પૃથ્વીરૂપ તેમના સ્થાન વિષે રહેલ

છું. જે અમારો દ્વેષ કરે છે, જેનીપ્રત્યે અમો દ્વેષ કરીએ છીએ, તેને આ પૃથ્વીથી છૂટો પાડો. તે જીવનથી રહિત થાઓ. પ્રાણ તેનો ત્યાગ કરો. (૨૫)

(કાં. ૧૦, અ. ૩, સૂ. ૫,)

## વિષ્ણુના ભકતની અંતરિક્ષમાં વ્યાપકતા.

विष्णोः क्रमोऽसि सपत्नहान्तरिक्षसंशितो
वायुतेजाः ॥
अंतरिक्षमनु विक्रमेहमन्तरिक्षात् तं
निर्भजामो० ॥ २६ ॥

શબ્દાર્થ—તું વિષ્ણુના પાદરૂપ છો. આ વિષ્ણુનો પાદ શત્રુનો નાશ કરનાર, અંતરિક્ષને

શાસન કરનાર, તથા વાયુરૂપ તેજવાળો છે. હુ અંતરિક્ષ રૂપ તેમના સ્થાન વિષે હું રહું છુ. જે અમારો દ્વેષ કરે છે, જેનો અમો દ્વેષ કરીએ છીએ, તેને આ અંતરિક્ષથી છૂટો પાડો. તે જીવનથી રહિત થાઓ. પ્રાણ તેનો ત્યાગ કરો (૨૬)

( કા. ૧૦, અ. ૩, સૂ. ૫. ઋ. ૨૬. )

## વિષ્ણુભકતની આકાશમાં વ્યાપકતા.

विष्णोः क्रमोऽसि सपत्नहा यौ संशितः सूर्यतेजाः

दिवमनु विक्रमेहं दिवस्तं ॥ २७॥

શબ્દાર્થ—તું વિષ્ણુના પાદરૂપે છે. આ પાદ શત્રુનો નાશ કરનાર, આકાશને નિયમમાં રાખનાર તથા સૂર્ય રૂપ તેજવાળો છે. હું

આકાશરૂપ તેમના પાદને વિષે રહું છું. જે અમારો દ્વેષ કરે છે, જેને અમો દ્વેષ કરીએ છીએ, તેને આ આકાશથી છૂટો પાડો, તે જીવન રહિત થાઓ, પ્રાણુ તેનો ત્યાગ કરો. (૨૭)

(કાં. ૧૦, અ. ૩, સૂ. ૫. ઋ. ૨૭.)

## વિષ્ણુ ભકતની દિશામાં વ્યાપકતા.

विष्णोः क्रमोसि सपत्नहा दिक्संशितो
मनस्तेजाः ।
दिशोनु विक्रमेहं दिग्भ्यस्तं० २८ ॥

શબ્દાર્થઃ—તું વિષ્ણુના પાદરૂપે છો. વિષ્ણુનો આ પાદ શત્રુનો નાશ કરનાર, દિશાઓને નિયમમાં રાખનાર તથા મનરૂપી તેજ વાળો છો. હું દિશારૂપ તેમના પાદને વિશે છું.

જે અમારો દ્વેશ કરે છે, જેને અમો દ્વેશ કરીએ છીએ, તેને આ દિશામાંથી છૂટો કરો તેને જીવનથી મુક્ત કરો (૨૮)

(કાં. ૧૦, અ. ૩, સૂ. ૫, ઋ. ૨૮.)

## વિષ્ણુ ભક્તની સ્થાનમાં વ્યાપકતા.

विष्णोः क्रमोसि सपत्नहा शा संशितो

वाततेजाः ॥

आशाअनु विक्रमेहमाशाभ्यस्तं० ॥ २९॥

**શબ્દાર્થ**—વિષ્ણુ ભગવાનના તું પાદરૂપે છો. વિષ્ણુનો આ પાદ શત્રુનો નાશ કરનાર, સ્થાનને નિયમમાં રાખનાર તથા વાતરૂપી તેજવાળો છે હું સ્થાન રૂપ આ પાદને વિષે છું જે દ્વેષ કરે છે, જેને અમો દ્વેષ કરીએ છીએ

તેને આ દિશામાંથી છુટો કરો. તેને જીવનથી મુક્ત કરો. (૨૯)

(કાંડ ૧૦ અ ૩ સૂ. ૫ ઋ૦ ૨૯.)

## વિષ્ણુભક્તની ઋકમાં વ્યાપકતા.

**विष्णोः क्रमोसि सपत्नहा ऋक्संशितः**
**सामतेजाः ॥**

**ऋचोनु विक्रमेह सृग्भ्यस्तं० ॥ ३० ॥**

**શબ્દાર્થ**—વિષ્ણુ ભગવાનના તું પાદરૂપે છો. વિષ્ણુનો આ પાદ શત્રુનો નાશ કરનાર, ઋચાને નિયમમાં રાખનાર તથા સામ મંત્રરૂપી તેજવાળો છે. હું આ ઋચાને વિષે રહું છું. જે અમારો દ્વેષ કરે છે તથા જેનો અમે દ્વેષ કરીએ છીએ તેને ઋચાના મંત્રથી છૂટો કરો. તેને જીવનથી મુક્ત કરો. (૩૦)

(કાંડ. ૧૦, અ. ૩, સૂ. ૫ ઋ. ૩૦)

૬૭

# વિષ્ણુભક્તની યજ્ઞમાં વ્યાપકતા.

विष्णोः क्रमोसि सपत्नहा यज्ञसंशितो ब्रह्मतेजाः ॥ यज्ञमनु विक्रमेहं यज्ञात् तं० ॥ ३१॥

શબ્દાર્થ:—વિષ્ણુ ભગવાનના તું પાદરૂપે છો. વિષ્ણુનો આ પાદ શત્રુનો નાશ કરનાર, યજ્ઞને નિયમમા રાખનાર તથા બ્રહ્મરૂપી તેજવાળો છે. હું યજ્ઞરૂપ પાદને વિશે રહું છું. જે અમારો દ્વેષ કરે છે, જેનો અમો દ્વેષ કરીએ છીએ, તેને યજ્ઞથી મુક્ત કરો— તેને જીવનથી મુક્ત કરો. (૩૧)

(કાં. ૧૦, અ. ૩, સૂ. ૫ ઋ. ૩૧.)

# વિષ્ણુભક્તની ઓષધિમાં વ્યાપકતા.

विष्णोः क्रमोसि सपत्नहौषधीसंशित:
सोमतेजाः ।

ओषधीरनु विकमेहमोषधीभ्यस्तं ० ॥३२॥

**શબ્દાર્થઃ**—વિષ્ણુ ભગવાનના પાદરૂપે તું છે. આ પાદ શત્રુનો નાશ કરનાર તથા ઓષધિને નિયમમાં રાખનાર છે. તે પાદ સોમરૂપી તેજ-વાળો છે. હું ઓષધિરૂપી આ પાદને વિશે છુ. જે અમારો દ્વેષ કરે છે તથા જેનો અમો દ્વેષ કરીયે છૈયે, તેને આ ઓષધિમાંથી મુક્ત કરો. તેને જીવનથી મુક્ત કરો. (૩૨)

(કાં. ૧૦, અ. ૩, સૂ. ૫, ઋ. ૩૨)

૬૯

# વિષ્ણુભક્તની જળમાં વ્યાપકતા.

विष्णोः क्रमोसि सपत्नहाप्सु संशितो
वरुणतेजाः ।

अपोनु विक्रहमक्रूयस्तं ० ॥ ३३ ॥

**શબ્દાર્થઃ**—વિષ્ણુ ભગવાનના પાદરૂપે તું છો. આ પાદ શત્રુનો નાશ કરનાર, જળને નિયમમાં રાખનાર છે. વરુણરૂપી તેજવાળો આ પાદ છે. હું તે જળરૂપી પાદનુ આક્રમણ કરૂં છું. જે અમારો દ્વેષ કરે છે, જેનો અમો દ્વેષ કરીએ છીએ, તેને આ જળથી મુકત કરો. તે જીવનથી રહિત થાઓ. (૩૩)

**(કાં. ૧૦, અ. ૩, સૂ. ૫, ઋ. ૩૩).**

# વિષ્ણુભક્તની ખેતીમાં વ્યાપકતા.

**विष्णोः क्रमोसि सपत्नहा कृषिसंशितोऽन्न**
**तेजाः ।**

**कृषिमनु विक्रमहं कृष्यास्तं ० ॥३४॥**

**શબ્દાર્થ:**—વિષ્ણુ ભગવાનના પાદરૂપે તું છો. આ પાદ શત્રુનો નાશ કરનાર, કૃષિને નિયમમાં રાખનાર છે. આ પાદ અન્નરૂપે તેજવાળો છે. હું આ કૃષિરૂપી પાદને વિષે રહું છું. જે અમારો દ્વેષ કરે છે તથા જેનો અમો દ્વેષ કરીએ છીએ તે આ કૃષરૂપ પાદથી મુક્ત થાઓ. તે જીવનથી રહિત થાઓ. (૩૪)

(કાંડ. ૧૦, અ. ૩, સૂ. ૫. મ. ૩૪)

# વિષ્ણુ ભક્તની પ્રાણમાં વ્યાપકતા

**विष्णोः क्रमोसि सपत्नहा प्राणसंशितः पुरुषतेजाः ॥**

**प्राणमनु विक्रमहं प्राणात् तं निर्भजामो योऽस्मान् द्वेष्टि यं च वयं द्विष्मः समाजीवीत् त प्राणो जहातु ॥ ३५ ॥**

શબ્દાર્થ—વિષ્ણુ ભગવાનના પાદરૂપે તું છો. આ પાદ શત્રુનો નાશ કરનાર, પ્રાણને નિયમમાં રાખનાર છે. તે પાદ પુરૂષ-રૂપી તેજવાળો છે. આ પ્રાણરૂપી પાદનુ હું અનુકરણ કરૂં છું. જે અમારો દ્વેષ કરે છે તથા જેનો અમો દ્વેષ કરીએ છીએ, તેને

જીવનથી રહિત કરો. તેનો પ્રાણ તેનો ત્યાગ કરો, (૩૫)

(કાંડ ૧૦, અ. ૩, સૂ. ૫. ઋ. ૩૫)

## ઈન્દ્ર તથા વિષ્ણુનો અપ્રાપ્યપણાનો અભાવ.

उभा जिग्मथुर्न पराजयेथे न पराजिग्ये
कतरश्च नैनयोः।
इन्द्रश्च विष्णो यदपस्पृधेथां त्रेधा सहस्रं
वि तदैरयेथाम् ॥

**શબ્દાર્થ:**—હે ઈન્દ્ર તથા વિષ્ણુ! તમો બેઉ સર્વદા જયને પામો છો. તમારા બેઉનો કદાપિ પરાજય થતો નથી. ઇન્દ્ર તથા વિષ્ણુ તમારા બેમાંથી એક પણ બીજાવડે પરાજયને પામતો

નથી. હે વિષ્ણુ ! ઇન્દ્ર તથા તમે અસુરો સાથે જે વસ્તુના સંબંધમાં સ્પર્ધા કરો છો, તે વસ્તુને ત્રણ પ્રકારવાળી અર્થાત્ લોક, વેદ કે વાણી-વિષે હોય તેમજ અપરિમિત હોય, છતાં તેને પ્રાપ્ત કરો છો. (૧)

( કાં ૭, અ, ૪, સૂ, ૪૫ ઋ ૧ )

( સમાપ્ત. )

નીચે જણાવેલા પુસ્તકો, તેની સાથે જણ
વેલી કીંમતે સાફી ભાવે અમેથી મળશે

| | | |
|---|---|---|
| | | રૂ. આ. પા. |
| ૧ | નકળંક રસાલ ભાગ બીજો ... | ૨—૮— |
| ૨ | નકળંક જ્ઞાન પ્રકાશ ... ... | ૦—૧૨— |
| ૩ | નકળંક ભજન સંગ્રહ ... ... | ૦—૧૨ |
| ૪ | મુલ્લી ચોટીનું ખોપાણું ... | ૦—૧૦ |
| ૫ | આફતાબે હકીકત ... ... | ૦—૮ |
| ૬ | અસલ કુરાન ... ... | ૦—૪—૦ |
| ૭ | હકીકતી ઇસ્લામી આયનો ... | ૦—૨—૦ |
| ૮ | આર્યસમાજ પંડિતોનું પોકળ | ૦—૧—૬ |
| ૯ | આર્યપ્રકાશની હકીકત ... | ૦—૧—૬ |
| ૧૦ | દેશની આરાધ ... ... ... | ૦—૧—૦ |
| ૧૧ | ખ્રીસ્તીધર્મ ... ... ... | ૦—૨—૦ |
| ૧૨ | ઇસ્લામધર્મ ... ... ... ... | ૦—૨—૦ |
| ૧૩ | ઈમામશાહીમત ... ... ... | ૦—૩—૦ |
| ૧૪ | આકાર ... ... ... ... | ૦—૨—૦ |

ધી રીફોર્મેશન ઇસ્લામ ઇન્સ્ટીટ્યુટ,
ડોંગરી મોહલ્લા, જેલ રોડ, મુંબઈ, ૯.